રામદાસ રતનજી ઠક્કરની ધર્મ પત્નીના સ્મર્ણાર્થે માલીકે
આ ફોટો મુકવા દીધો છે.



જન્મ સં. ૧૯૩૯ ] સ્વ. સૌ. વ્હાલબાઇ. [ મૃત્યુ સં. ૧૯૭૯

# દત્તલીલા.

રચનાર:

ઉમીયાબાઇ કે. જોષી:-

ગુજરાતના પુસ્તક પ્રસારક મંડળને સારૂ.



---

૧૯૨૮.

કિંમત ૦-૪-૦.

૭, કાંદાવાડી, રામાશ્રમ, રામદાસ રતનસીના માલામાંથી
ઉમીયાબાઇ કે. જોષીએ પ્રગટ કીધી છે. અને
ઇસ્લામ પ્રીન્ટીંગ પ્રેસમાં મુનશી ફત્તેહખાન
આહમદખાને છાપી છે.



# આ ચોપડી બહાર પાડવાનો હેતુ.

દત્તના પવિત્ર મંડળમાં આ વગમાં ગરબાઓ અતિ પ્રીય તથા ઘણા ઉમંગથી ગાવાની ટેવ હોવાથી દત્ત સંબંધી જ્ઞાન મળે અને ગરબા પણ ગવાય એવા હેતુથી આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે અને આશા છે, કે પ્રીય બ્હેનો આને ઉત્તેજન જરૂરજ આપશે.

# દત્તલીલા.

## ગરબી ૧.

### ગુરૂ મહિમા.

(વહાલાજીના મહિનાનો રાગ.)

ઓ દેવદત્તા ત્રેયા, જગત્રાતા, મારા ઇશ્વરે ગુરૂજી,
આ ગરબે ગાતાં નામું તુજને શીશ, મારા ગુરૂજી. ૧
તેં અમ પાપી પર કરૂણા કીધી એશરે ગુરૂજી,
તું માનવ થતાં લાજ્યો નહિ લવલેશ મારા ગુરૂજી. ૨
તેં છોડયું તારૂં સ્વર્ગ મનોહર ધામરે ગુરૂજી,
આ પાપી પૃથ્વીમાં તેં લીધો ઠામ, મારા ગુરૂજી. ૩
તેં ધરીઓ દેશ દક્ષિણ અવતારરે ગુરૂજી,
તું આવ્યો જગનો થઇને તારણહાર, મારા ગુરૂજી. ૪
તું અનસુયા પેટે આવ્યો થઇને બાળરે ગુરૂજી,
તું પોઢયો સ્વામી નીચે તે કાળ, મારા ગુરૂજી. ૫
તુંજ જન્મ થકી નવ કળીયુગનો રાજા રીઝયોરે ગુરૂજી,
પણ દક્ષિણ દિશાના જ્ઞાની લોકે પુજ્યો મારા ગુરૂજી. ૬
તને હરેક રીતે રીઝાવવા આવી ટોળીરે ગુરૂજી,
પણ અંતે બેઠા તે તો આંખ્યો ચોળી, મારા ગુરૂજી. ૭

તું બાર વરસનો બાળ હતો જે વારે રે ગુરૂજી,
પંડિતોને હેરતમાં નાખ્યા ત્યારે, મારા ગુરૂજી. ૮
તું માતપિતાને આધીન રેતો નીતરે ગુરૂજી,
તેઓની આજ્ઞા પાળી રાખી પ્રીત, મારા ગુરૂજી. ૯
તેં દુ:ખીયાનાં દુ:ખો વિદાર્યાં સ્વામીરે ગુરૂજી,
સૌ રોગી રીઝયા રોગ નીવારણુ પામી, મારા ગુરૂજી. ૧૦
તેં બોધ અનુપમ દીધો ગામે ગામરે ગુરૂજી,
તું રૂડું કરતો ફર્યો ઠામે ઠામ, મારા ગુરૂજી. ૧૧
તને બહુ લોકે નિરખ્યો વારંવારરે ગુરૂજી,
રે પ્રેમથી આવ્યા બહુ ધાઇરે, મારા ગુરૂજી. ૧૨
તને ચેલાઓએ પણુ ઓળખ્યો નહિ સારી રીતે ગુરૂજી,
શતરૂએ નમસ્કાર કીધા તમને વારંવાર મારા ગુરૂજી. ૧૩
તેં પાપી કાજે દુ:ખ સહ્યાં બહુ ભારીરે ગુરૂજી,
બે અદખીથી નિંદા ઠઠ્ઠા થઇ તારી, મારા ગુરૂજી. ૧૪
તેં પાપ નિવારણુ કીધાં આપી બોધરે ગુરૂજી,
તુજપર વિશ્વાસે થાએ સહુનું ત્રાણુ, મારા ગુરૂજી. ૧૫
તું માણસોના અંત:કરણે વસીઓ નાથરે ગુરૂજી,
તેં માન્યો ગુરૂવાર અતિ ઉત્તમ, મારા ગુરૂજી. ૧૬
તુજ દર્શન પામી ભકતો પામ્યા સુખરે ગુરૂજી,
તેઓ તો હરખ્યા ભાળી તારૂં મુખ, મારા ગુરૂજી. ૧૭
તું સ્વર્ગ ભુવનમાં છે સ્વામી હાલરે ગુરૂજી,
તું સૌનાં લેખાં લેશે છેલ્લે કાળ, મારા ગુરૂજી. ૧૮
સૌ સંતો તારા જુએ છે તુજ વાટરે ગુરૂજી,
તું દેજે દર્શન વહેલા મારા નાથ, મારા ગુરૂજી. ૧૯

## ગરબી ૨.

( રાજાનો કુંવરરે વનમાં નીકળ્યો ! ) એ રાગ.

રાજાના કુમારોની કહું વારતા, ટેક.

હતા કુમારો દત્તતણા દાસ જો. રાજાના.
રાજા અને પ્રધાન કેળા કુંવરો, ૧.
દક્ષિણ દેશે તેઓનો તો વાસો જો. રાજાના.
દક્ષિણ દીશે બહુ વિખ્યાતી રાજીઓ, ૨.
જંગ મચાવ્યો તેણ પુત્ર કાજે જો. રાજાના.
તેઓને તો શંકરતણી બહુ પ્રતિજ્ઞ્જો, ૩.
અંગે વસ્ત્ર ભુશણોન ધાલતાં. રાજાના.
ભસ્મ તણો અને રૂદ્રાક્ષતણો બહુ શોક જો ૪.
તેમના દાગીના તો તમે જાણી લે જો તે જો રાજાના.
રાજાને અચંબો ભારે લાગીઓ, ૫.
દીઠા રૂધાક્ષ પહેરતા કુમારો જો. રાજાના.
નિહાળ્યો વળી રાયે દેવ પુત્રને, ૬.
આવ્યો એ તો નીજ ભકતોની વારે જો. રાજાના.
રાજાજી કુમારોને તવ વિનવે, ૭.
આવો, રાજકુમારો બેશો મારી જોડે. રાજાના.
રાજકુમારો આ શુદ્ધ પવિત્ર નીકળ્યા, ૮.
નોતાં દાગીના કે વસ્ત્રો કે શરીરો જો. રાજાના.
દક્ષિણનો રાણો જ્યારે બોલીઓ, ૯.
ધન્ય તમારો દેવ ત્રતરાય જો. રાજાના.
એ છે દેવ ખરો અને જીવતો, ૧૦.
નાચ ભકતોને તેણે તો ઉગાર્યાં જો. રાજાના.
હું પણ પુજ્ય માનું છું એ દેવને, ૧૧
જેણે સંતોને સંકતેથી તાર્યાં જો. રાજાના.

## ગરબી ૩.

### સહાય માટે વિનંતી.

(ઓ વેલવાળા, તારીરે વેલડીએ ઘુઘરમાળ છે એ રાગ.)

ઓ દત્ત, સંતોની વારે તું વેલો આવજે. ટેક.
ભકતો ભવસાગર માંહે છે, તુફાનો ભારી થાએ છે. ઓ. ૧.
જગશતરૂ છે ભકતો સામે, તેઓ પીડા તેથી પામે ઓ. ૨.
જગત કરે છે બળ ભારી, મારે છે ઘા એતો કારી. ઓ ૩.
સંતાપે પાપો બહુ એવાં, જાણે અગ્નિભઠ્ઠી જેવાં. ઓ. ૪.
છે મોત વળી બહુ ભય કારી, સઉ તેથી જાએ છે હારી. ઓ. ૫
ભુંડા લોકો સતાયે છે, પીડા સતોને આપે છે. ઓ. ૬.
છે મારગ સંકટનો ભારી, દે નાથ કૃપા અમને તારી. ઓ. ૭.

---

## ગરબી ૪.

### આનંદનાં કારણો.

(લીલી લીંબડીરે; એ રાગ.)

આનંદ ઉર છે રે, મજને મળીઓ હાર; ટેક.
મારા નાથની રે, કરૂણા થઇ છે અપરંપાર. આનદ.
ભવસાગરમાં રે મારૂં નાવ થયો તે નાથ; ૧.
દીઠો ડુબતો રે, દત્તએ ઝાલ્યો મારો હાથ. આનંદ.
પાપ નિવારીઆં રે, દત્તએ મજ પર આણી રેમ; ૨.
જીવન આપીઉં રે, દત્તએ મજ પર રાખી પ્રેમ. અનંદ.

વ દયાળુ એ રે, મજને કરીઓ તેનો બાળ; ૩.
ખે પ્રેમથી રે, એ તો નિત મારી સંભાળ. આનંદ.

ભુએ આપીઓ રે, મજને ગુરૂદી શુભ વાર; ૪.
વા ભક્તિના રે, આપ્યા ધારા રાખી પ્યાર. આનંદ.

ંથ દીધો મને રે તે તો મજ અજવાળા માટ; ૫.
ને ભોમીઓ રે, એ તો દેખાડે છે વાટ. આનંદ.

વર્ગી વાટમાં રે, મારો કેવો રૂડો સાથ. ૬.
ીતે દોરશે રે, મજને હેતે મારો નાથ. આનંદ.

ંતે આપશે રે, મને સ્વર્ગ ભુવનમાં વાસ; ૭.
વર્ગી ધામમાં રે, મારો દ-ત છે ઉલ્લાસ. આનંદ.

---

## ગરબી. ૫.

### સ્વર્ગી આશા.

(વનમાં વાગે છે વાંસળી રે, એ રાગ.)

ારો દત્ત પ્રભુજી આવશે રે, અમને લેવા સ્વર્ગી ધામ. મારો. ટેક.
વરની શોભા હું શી કહું રે, એ તો દિવ્ય અનુપમ ઠામ. મારો. ૧.
ાં તો દુ:ખ પીડા નહિ રોગ છે રે, આધી વ્યાધિનું નહિ નામ. મારો. ૨.
ાંખ્યો આંસુ નાહ વેવાડશેરે, ચકને મળશે ત્યાં આરામ. મારો. ૩.
વરની જ્યોતિ ગુરૂદ-ત રે, ત્યાં તો ભાણતણું નહિ કામ. મારો. ૪.
ાં તો ભેટ થશે સતોતણી રે, જેને જોવાની છે હામ. મારો. ૫.
ખો સતો ત્યાં તો ભેટશેરે, રડતાં દ-તકેરૂં નામ. મારો. ૬.
હાલાં માત પિતાને બાળકો રે, સઉને જોઇશું તે સુખ ધામ. મારો. ૭.
ાપી જગમાં હમણાં વાસ છે રે, આતો નિશ્વાશાનું ઠામ. મારો. ૮.
ામે સ્વર્ગ ભણી ચક રાખીએ રે, એતો આત્માનો આરામ. મારો. ૯.
ામને મોત નહિ ગભરાવશે રે, દ-તએ કાઢયો ડંખ તમામ. મારો. ૧૦.

# ગરબી ૬.

## દત્તની પ્રીતનો અનુભવ.

( ઝીણી ઝીણી તે મોરલી વાગે છે. એ રાગ. )

મીઠી મીઠી તે પ્રીત મેં ચાખી છે, ટેક.
મારા દત્ત ગુરૂની પ્રીત, ઓપ્રીત મેં ચાખી છે.
ગળી ગળી તે તો સાકર જેવી, મને કર્યો છે આનંદીત. ઓપ્રીત. ૧.
તેની પ્રીતિ તો છે અમૃત જેવી, મારૂં ઠારે કલેજું નીત ઓપ્રીત ૨.
મારી રૂચીને તે બહુ ભાવે છે, તેણે ચોરયું છે મારૂ ચિત્ત. ઓપ્રીત. ૩.
મારા હૈયામાં તેનો વાસો છે, એ તો પામી છે હુ પર જીત. ઓપ્રીત. ૪.
મને સુખી ઘણો તે રાખે છે, એવું સુખ ના આપે વીત. ઓપ્રીત ૫.
એની પ્રીતિ મધુંરી છે ભારી, હું તે પ્રીતિનાં ગાઉં ગીત. ઓપ્રીત ૬.

—:o:—

# ગરબી ૭.

## અંતઃકરણમાં વાસો.

( મારે આંગણે ફુલનીરે વાડી. ) એ રાગ.

રૂદીએ રેજોરે ત્રાતા, વાસ કરો ત્યાં શાંતિ દાતા,
મન અપું છુંરે મારૂં-દત્ત, હું મન અપું મારૂં;
તું કરજે મંદરીઉં તારૂં, કરીને વાસો તેમાં રે,
અમોને આશિષ સારી દે, રૂદીએ રેજો રે. ૧

મનડું ચોખું રે કરજે, મનમાં સદ્‌ગુણો તું ભરજે,
મેલું મનડું રે મારૂં,—મેલું મન આ તો મારૂં;
થશે નહિ તુંજ વણ એ સારૂં જશે સહુ ડાધાઓ ત્યારે,
દત્ત તું શુદ્ધ દયો જયારે, રૂદીએ રેજો રે. ૨

મન છે પ્યાસીરે જગનું, રૂપ ધરે કો ચારે ઠગનું,
કરૂણા કરજે રે સ્વામી,–દત્તજી કરૂણા તું કરજે;
અમારી નિરબળતા હરજે, બચાવી લેજે તું સ્વામી,
કહું છું મસ્તક હું નામી, રૂદીએ રેજો રે. ૩
ભુંડા શતરૂરે તેનો, ભક્ષ ચહે છે નિશદીન એનો,
કિલ્લો થાજે રે મારો.–દત્તજી, કિલ્લો થા મારો;
દત્ત હું સેવકી છું તારી, શરણ આવી છું હું તારે,
તું રેજે નિશદીન મનમાં રે, રૂદીએ રેજો રે. ૪

---

## ગરબી ૮.

### દત્તને શીખીએ.

(ડુંગર ઉપર દેરડી મારા વાલાજીરે, એ રાગ.)

દત્ત ગુરૂને શીખીએ, સહુ સંતો જીરે;
બેસીને ચરણો માંય, ભજો સહુ દત્ત જીરે. ટેક.
પ્રીતિ દત્તની શીખીએ, સહુ સંતો જીરે;
પ્રેમતણું તે રૂપ, ભજો સહુ દત્ત જીરે. ૧.
ધીરજ તેની ભાળીએ, સહુ સંતો જીરે;
થઇને ધીરજવાન, ભજો સહુ દત્ત જીરે. ૨.
નમ્ર હતો તે નાથજી, સહુ સંતો જીરે;
નમનતાને સાહી, ભજો સહુ દત્ત જીરે. ૩.
શુદ્ધતા શીખો તેહની, સહુ સંતો જીરે;
શુદ્ધ ધરી શણગાર, ભજો સહુ દત્ત જીરે. ૪.

કાધું ભલું સહુ લોકનું, સહુ સંતો જીરે;
રૂડાં કરીને કાજ, ભજો સહુ દત્ત જીરે 5.
દુઃખી થયો દુઃખ જોઇને, સહુ સંતો જીરે;
ધરી દુઃખની દાઝ, ભજો સહુ દત્ત જીરે ૬
સહુને સારૂં શીખવ્યું, સહુ સંતો જીરે;
શીખવી સારૂં તેમ, ભજો સહુ દત્તજીરે. ૭.
નિંદા કરી નહિ કોઇની, સહુ સંતો જીરે;
નિંદાની ટાળી ટેવ, ભજો સહુ દત્ત જીરે. ૮.
વઇર ન રાખ્યું તેમણે, સહુ સંતો જીરે;
વઇરીને કરી માફ, ભજો સહુ દત્ત જીરે. ૯.
સુંદર ગુણ સોહામણા, સહુ સંતો જીરે;
વિચારી રૂદીયા માંય, ભજો સહુ દત્ત જીરે! ૧૦.
દત્ત જેવા થઈ ચાલીએ, સહુ સંતો જીરે;
ધરીને તેવો ભાવ, ભજો સહુ દત્ત જીરે. ૧૧.

---

## ગરબી ૯.

### જગત છો ધીકકારે.

( મારા વાડામાં રે, ઉગી વરખડી, એ રાગ )

દત્ત ગુરૂ તોરે, મારે મન વસીઓ;
કર્યા મેં તે પર પ્યાર, જગત છો ધીકકારે રે. ૧.
અધહરતા તે રે, પ્રેમી છે માતા;
કર્યો મેં તારણહાર, જગત છો ધીકકારે. ૨.

અદ્ભુત પ્રીતિ રે, દીઠી મેં તેમાં;
કર્યો મે પ્રાણાધાર જગત છો ધીક્કારે રે ૩.
મુજ પાપી પરરે, કરૂણા બહુ કીધી;
ખેંચાયો જેથી પ્યાર, જગત છો ધીક્કારે રે. ૪.
ડુબી જતો' તો રે, હું અધમાં જ્યારે;
બચવીઓ તે વાર, જગત છો ધીક્કારે રે. ૫.
મળે ન એવો રે, જગમાં તે જેવો;
તે છે અધમોદ્ધાર, જગત છે ધીક્કારે રે. ૬.

## ગરબી ૧૦.

## વિપતિને વિનંતી.

(ગીરધર લાલજીરે મારૂં સોનાનું છે બેણું)–એ રાગ.

દ-ત નાથજીરે, અમો છીએ તારા દાસ,
દ-ત નાથજીરે, એથી અમને બહુ ઉલ્લાસ. ૧
દ-ત નાથજીરે, અમારો તું પર વિશ્વાસ,
દ-ત નાથજીરે, એથી નિંદે છે જગ ખાસ. ૨
દ-ત નાથજીરે, અમને સ્નેહીઓ ન ચાય,
દ-ત નાથજીરે, દુષ્ટ કહી પુકે ગાય. ૩
દ-ત નાથજીરે. કારણ વિના રાખે વેર,
દ-ત નાથજીરે, હૈએ ઝાઝું રાખે ઝેરે. ૪
દ-ત નાથજીરે, અમને મુકે છે માબાપ,
દ-ત નાથજીરે, અમને કડવા દે છે શ્રાપ. ૫

દત્ત નાથજીરે, તો પણ વાલો લાગે તું,
દત્ત નાથજીરે, ક્યાં જઉં છોડી તુંજને હું. ૬

દત્ત નાથજીરે, આત્મા ભુખ્યો તારે માટ,
દત્ત નાથજીરે, એથી રે શું તારી સાથ. ૭

દત્ત નાથજીરે, તારી મીઠી દીઠી પ્રીત,
દત્ત નાથજીરે, તારી મીઠી ભાળી રીત. ૮

દત્ત નાથજીરે, અમને સતને પંથે દોર,
દત્ત નાથજીરે, દેજે આત્મિક અમને જોર. ૯

દત્ત નાથજીરે, અમને કરજે તું સમાન,
દત્ત નાથજીરે, જેથી કરીએ તારૂં માન ૧૦

દત્ત નાથજીરે, રેજે ભવ સાગરમાં સાથ,
દત્ત નાથજીરે, લેજે તારી અમને, નાથ. ૧૧

---

# ગરબી ૧૧.

## દત્તના નામનો રઢ.

( પ્રેમની પ્રેમની પ્રેમની રે મને મારી કટારી પ્રેમની એ રાગ. )

નામની નામની નામની રે, રઢ લાગી દત્તતણા નામની; ટેક.
વાતો સુણી સ્વધામની રે, રઢ લાગી દત્તતણા નામની.

જીવનદાતા ત્રાતા મળીઓ રે, સંપત આ મજ કામની રે, રઢ. ૧.
પાપ નિવારણ મારાં કીધા રે, બીક મટી નર્ક ઠામની રે, રઢ. ૨.
દત્તતણી શુભ સંગત મજને રે, જગા બની છે આરામની રે, રઢ. ૩.
સ્વર્ગી ખજાનો હાથ ચઢ્યો છે રે, પરવા કરૂં ન જગદામની રે, રઢ. ૪.
આત્મિક શત્રુ બળીઆ તો પણ, રે બીક વિદારે તમામની રે, રઢ. ૫.
ઓ મજ આત્મા, દત્તમાં રહી રે, મીઠા દિલાસા પામની રે, રઢ. ૬.

# ગરબી ૧૨.

## દત્તનો જન્મ.

(લશ્કર આવ્યાં રે મુગલ દેશનાં રે લોલ. એ રાગ.)

સાંભળજો શુભ વારતારે લોલ, ત્રાતાના જન્મની આજરે,
પ્રીતિના દેવે પ્રેમ દાખવ્યો રે લોલ. સાંભળજો. ટેક.

સ્વામી પોતે આવીઆ રે લોલ, અધમ ઉદ્ધારવા કાજરે;
પ્રીતિના દેવે પ્રેમ દાખવ્યો રે લોલ. સાંભળજો. ૧.
અનસુયા પેટે તે અવતર્યો રે લોલ, અત્રી રૂશીને ઘેર રે;
પ્રીતિના દેવે પ્રેમ દાખવ્યો રે લોલ. સાંભળજો ૨.
સંતોમાં આનંદ ઉલટયો રે લોલ, મંગળ ગીત ગવાય રે;
પ્રીતિના દેવે પ્રેમ દાખવ્યો રે લોલ, સાંભળજો, ૩.
સંતોએ દીધી વધામણી રે લોલ, ગૌવ પાળકો તે વાર રે;
પ્રીતિના દેવે પ્રેમ દાખવ્યો રે લોલ. સાંભળજો; ૪.
ત્રાતાના દર્શને નીકળ્યા રે લોલ, ગૌવ પાળકો આ વાર રે.
પ્રીતિના દેવે પ્રેમ દાખવ્યો રે લોલ. સાંભળજો. ૫.
દક્ષિણના લોકો આવિયા રે લોલ, લાગ્યા દત્તને પાય રે;
પ્રીતિના દેવે પ્રેમ દાખવ્યો રે લોલ. સાંભળજો. ૬.
જગના વાસી સહુ હર્ખ જો રે લોલ, વધામણી સહુ માટ રે;
પ્રીતિના દેવે પ્રેમ દાખવ્યો રે લોલ. સાંભળજો. ૭.
પાપી જગતને ઉદ્ધારવા રે લોલ, આવ્યો છે દત્ત નાથરે;
પ્રીતિના દેવે પ્રેમ દાખવ્યો રે લાલ. સાંભળજો. ૮.

# ગરબી ૧૩.

## સ્વાર્પણ.

( હાથમાં કામઠડી અભેમન ચાલ્યો )–એ રાગ.

દક્ષિણ દિશાથી સંતો આવ્યા, શુભ શુભ અર્પણો લઇનેરે,
કંચન, ખોગતે લોબાન અર્પ્યાં. માતાની પાસે જઇનેરે. દક્ષિણ ૧
હે દત્ત, અમો અર્પણો લઇને, આવીએ પાસે તારીરે,
તન, મન, ધનનું અર્પણ કરીએ લેજે, દત્ત, તું સ્વીકારીરે. દક્ષિણ ૨
અમ હૃદયાનું અર્પણ કરીએ, કરજે તું તેમાં વાસોરે,
હાથ અને પગ અર્પીએ તુજને, ગણજે તું તારા દાસોરે. દક્ષિણ ૩
જીભ તણું અમ અર્પણ કરતાં, સ્તુતિ કરીએ તારીરે,
સ્તુતિ કરતી આ જીભ અમારી લેજે, દત્ત તું સ્વીકારીરે. દક્ષિણ ૪
આંખ્યો તણું અમ અર્પણ કરીએ, લેખોને વાંચવા કાજેરે,
બુદ્ધિ અને સહુ શકિત તો દઇએ, અર્પણ કરતાં આજેરે. દક્ષિણ ૫
કરૂણા કરીને, ઓ ત્રાતા અમારા, અર્પણ લેજે સ્વીકારીરે,
અર્પણો તું વાપરજે, સ્વામી, સેવામાં તારી સારીરે. દક્ષિણ ૬

———:o:———

# ગરબી ૧૪.

## ગુરૂદત્ત શા માટે આવ્યો.

(વાલો મારો વનમાં ચારે ગાય એ રાગ.)

દત્ત મારો સ્વર્ગથી પધાર્યો, જગતને તારવારે લોલ; ૧.
દત્ત મારો આવ્યો નહિ જગમાંય, અધમને મારવા રે લોલ.
દત્ત મારે છોડયું સ્વર્ગી સુખ, અધમને કારણે રે લોલ; ૨.

દત્ત મારે સ્વીકારી નીજ જગા, સુતો નહી પારણે રે લોલ.
દત્ત મારો દીન થયો તે વાર, સ્વીકારી લીનતા રે લોલ; ૩
દત્ત મારો દીન જનોને માન, દીધું લઇ દીનતા રે લોલ.
દત્ત મારો પાપી ઉપર પ્રીત, અતિશે રાખતો રે લોલ; ૪.
દત્ત મારો કરનો રૂડાં કામ, દિલાસો, ભાખતો રે લોલ.
દત્ત મારો માંદાઓને વઇદ, થયા બહુ પ્રેમથી રે લોલ; ૫.
દત્ત મારો સાજા કરતો નીત, ભારે રેહેમથી રે લોલ
દત્ત મારો અબળાનો આધાર, થયો બહુ સ્નેહથી રે લોલ; ૬.
દત્ત મારો જાચકનો દાતાર, બન્યો બહુ નેહથી રે લોલ
દત્ત મારો દુખીયારાનો નાથ, બની દુઃખ દાઝતો રે લોલ; ૭
દત્ત મારો પાપી કેરો મીત્ર થઇને રાચ ા રે લોલ.
દત્ત મારો રાજાઓનો રાય, છતાં દુઃખ બહુ સહ્યું રે લોલ; ૮.
દત્ત મારો ઇશ્વર કેરો અંશ છતાં સુખ પરહર્યું રે લોલ.
દત્ત મારે પાપી માટે કષ્ટ સહ્યું બિહામણું રે લોલ; ૯.
દત્ત મારે કીધું પાપી માટે કારજ બહુ દામણું રે લોલ.
એવા જગ ત્રાતાને શર્ણે, વહેલા આવજો રે લોલ; ૯.
કરતાં શુધ્ધ હૃદયથી પ્રેમ, ભરોસો લાવજો રે લોલ.

---

## ગરબી. ૧૫.

### દત્ત મારો પાળક છે.

(વાંકી વાલાની પાઘડી. એ રાગ.)

દત્ત પોતાના લોકનો છે પ્રેમી ગઉ પાળક ધન ધન સંતોને રે.
ગઉને ચરાવતાં તે નીત રાખે સંભાળ. ધન ધન. ૧.
નિરમળ પાણી પાય છે, તે જીવન નંદની માંય; ધન ધન. ૨.

નીત નીત દોરી જાય છે જ્યાં લીલું ઘાસજ થાય. ધન ધન. ૩.
ટોળાંને ચરાવતાં તે આગળ આગળ જાય, ધન ધન. ૪.
વાઘ, વરૂ કે ચોરથી નવ હાની તો કંઇ થાય. ધન ધન. ૫.
થાકે જો કોઇ વાછરડું તો ઉચકી લે છે નાથ. ધન ધન. ૬.
માંદુ જો કોઇ થાય તો તે સભાળે દીન રાત. ધન ધન. ૭.
ઉત્તમ પાળક દત્ત જેને સઉ ગઉની જાણ. ધન ધન. ૮.
ગઉને બચાવવાને કાજે આપ્યો તેણે ટાઇમ ધન ધન. ૯.

---

## ગરબી. ૧૬.

### આત્મિક વૃષ્ટિની માગણી.

(ઓ વેલવાળા, તારી રે વેલડીએ, એ રાગ.)

ઓ પરમેશ્વર, આત્માની વૃષ્ટિ તું ભારે આપજે. ટેક.
જો, વાડી તારી સુકી છે, વરસાદ તણી એ ભુખી છે. ઓ ૧.
જો બીજ વવાયાં છે તેમાં, ખોદાણ થયું છે પણ એમાં. ઓ. ૨.
ખીલ જેથી તારી વાડી શોભે એ જેથી બહુ સારી. ઓ. ૩.
ફળવાન થઇ રોપા તારા, ઉપજાવે ફળ મીઠાં સારાં. ઓ. ૪.
તુજ ભક્તોની સહુ માગણીઓ, પુરી કરજે સહુ લાગણીઓ. ઓ. ૫.

---

## ગરબી. ૧૭.

### પવિત્ર આત્માને આમંત્રણ.

(વહેલા વહેલા વહેલા, પ્રભુજી, મારા મંદીરે આવજોરે, એ રાગ.)

જીવનદાતા પવિત્ર આત્મા, અમમાં વસવા આવો રે;
પવિત્ર લોકોના બળવાન આત્મા, કરૂણા અમપર લાવો રે. જીવન.
પવિત્ર દીને જેમ પધાર્યાં, બળ તેવું તો ધરજો રે;
તરસ્યા થઇને અમો તલપીએ, વૃષ્ટિ ભારે કરજો રે. જીવન.

સચેત કરવા વેલા પધારો, મંદગતિ થઇ છે ભારીરે;
નબળી હાલત નાથ અમારા, નહિ થાશે તમ વણુ સારી. જીવન.

જાગ્રત કરજો જાગ્રત કરજો, વેહેલા વહેલા અમરે રે;
આત્મિક શણગાર પેરાવો અમને, કરગરીએ છે તમને રે. જીવન.

મનડાનો તો મેલ અમારો, અગ્નિ થઇને બાળોરે;
અજવાળું અંતરમાં પાડી, અંધારાને ટાળોરે. જીવન.

દત્ત તણું જે રૂપ મનોહર, તેના જેવા કરજો રે;
પરાક્રમી કરજો, ઓ સ્વામી, નિરબળતાને હરજો રે. જીવન.

———:o:———

# ગરબી. ૧૮.

## ગુરૂવાર

(ધન આવી ધનતેરસ આવી એ રાગ.)

ધન દહાડો ધન ગુરૂવાર કેરો, આવ્યો શુભ દીન;
દહાડો બહુ સારો રે. ટેક.

ઘંટતણા શુભ નાદ સુણીને, હરખાએ મન સાથ;
દહાડો બહુ સારો રે, ધન દહાડો. ૧.

દત્ત મંદિરમાં દોડી જઇએ, સઉ વહાલાં સંધાતા;
દહાડો બહુ સારો રે, ધન દહાડો. ૨.

સંસારી ખટપટને ટાળી, સુણીએ દત્તની વાત;
દહાડો બહુ સારો રે, ધન દહાડો. ૩.

દત્ત ભજનમાં રેવાથી તો, મત થશે રળીઆત;
દહાડો બહુ સારે રે, ધન દહાડો. ૪.

આળસને વળી ઉંઘ તજીને, રહીએ દેવની સાથ;
દહાડો બહુ સારો રે, ધન દહાડો. ૫.

દેવતણી પ્રીતી સંભારો, સમરો દત્ત નાથા.
દહાડો બહુ સારો રે, ધન દહાડો. ૬.

# ગરબી ૧૯.

## પાપ.

( મહાદેવજીએ જટા વધારી-એ રાગ )

પ્રભુ દેવે જ્યારે સૃષ્ટિ બનાવી, સુંદર તેને કીધીજીરે,
સુંદર વૃક્ષો, ફળ, ફુલોને શોભા સારી દીધીજીરે. ૧
પૃથ્વીના અજવાળા માટે, ચંદ્ર, સુરજ ઉપજાવ્યાજીરે,
ચકચકતાં તારાઓ તેણે, ગગન ઉપર લટકાવ્યાજીરે. ૨
વનચર પ્રાણી, જળચર પ્રાણી. સરજ્યાં મારા નાથેજીરે,
ધરણીમાંથી અન્ન ઉપજાવી, માણસને ખાવા આપ્યુંરે. ૩
નસકોરામાં શ્વાસ ફુંકીને, જીવન આપ્યું તેણેજીરે,
બોલાવ્યો દેવે તે વારે, માનવ કહીને તેનેજીરે. ૪
જગવાડી રહેવા આપી, માનવને તે વારેજીરે,
જગનાં વાનાં સોંપ્યાં તેને, જગના નાથે ત્યારેજીરે ૫
સાથ વિનાનો માનવ ભાળી, કરૂણા દેવે કીધીજીરે,
નરને લઇને નારી કીધી, સાથે રેવા દીધીજીરે. ૬
સુખી દુનિયા માંહે રેતાં, નરનારી બે સાથેજીરે,
સારા આશીર્વાદો દઇને, આજ્ઞા આપી નાથેજીરે. ૭
વાડીનાં વૃખનાં ફળ ખાતાં, કરજો તેમાં વાસોજીરે,
વાડીની વચમાં વસી રહો આનંદમાંજીરે. ૮
આજ્ઞા મારી નીશદીન સમરી, મનડા માંહે ધરશોજીરે.
જો આજ્ઞા ઉલ્લંઘો તો તો, નિશ્ચે તમો મરશોજીરે. ૯
નરનારી બે સેવા કરતાં, દત્ત આજ્ઞા પાળીજીરે,
પાપ વિનાના સુંદર જગમાં, સાચવતાં'તાં વાડીજીરે. ૧૦

એક સમે તો ભુંડો શતરૂ, ધુતારાનું રૂપ લઇનેજીરે,
ભરમાવાને ભોળી ભામા, બોલ્યો પાસે જઇનેજીરે. ૧૧
એ શાણી તારી, શા કાજે, વચ્ચેનું વૃખ વરજોજીરે,
તેનું ફળ તો બહુ ગુણકારી, વાત હ્રુદય મુજ ધરજોજીરે. ૧૨
જો ખાશો આ વૃખનું ફળ તો, દત્ત જેવા થાશોજીરે,
ભલાને ભુંડાનો સંધો, ભેદજ જાણી જાશોજીરે. ૧૩
નારીએ જોયું વૃખ સામું, ફળ તો સુંદર દીઠાંજીરે,
રૂપાળાં જોવામાં કેવાં? ખાવામાં પણ મીઠાંજીરે. ૧૪
ભુંડાની આ વાતો માની, લલના તો લલચાઇજીરે,
વૃખનું ફળ તોડીને ખાધું, અંતરમાં હરખાઇજીરે. ૧૫
વરને ફળ ખાવા આપ્યું, નારીએ તે વારેજીરે,
આજ્ઞા ઇશ્વરની તોડીને, ભ્રષ્ટ થયાં બેઉ હારેજીરે. ૧૬
અંતરજામી દેવે જાણ્યું, પાપ થયું આ જ્યારેજીરે,
બોલાવ્યાં દેવે તેઓને, બોધ્યો શોધ્યો ત્યારેજીરે. ૧૭
ફળ શું ખાધું, માનવ, તેં તો, એમ પ્રભુજી પુછેજીરે,
નારીએ ખવડાવ્યું મજને, માનવ ઉત્તર દે છેજીરે. ૧૮
નારી બોલી મજને. સ્વામી, દુષ્ટને ભરમાવીજીરે,
આ વૃખનું ફળ તેણે મજને, ખવડાવ્યું હયાં આવીજીરે. ૧૯
પરમેશ્વરે શ્રાપજ દીધો, કોપ કરીને આપેજીરે,
ભુંડા માણસ તુ કષ્ટે ખાશે, સૌ તુંજને સંતાપેજીરે. ૨૦
માણસને તુજ વચ્ચે ભારે, વઇરજ જારી રેશેજીરે,
નારીનો સુત આવી તાહારૂં, માથું છુંદી દેશેજીરે. ૨૧

માનવ, તેં મજ આજ્ઞા તોડી, કષ્ટે તું જાશેજીરે,
ભવમાં તું ફરતો ફરશે રાક્ષસ થઇ ન અરણ્યમાંજીરે. ૨૨
એમ કહીને નર ને નારી, કાઢયાં સંતોમાંથીજીરે,
દુઃખ પીડા, રોગો ભોગવતાં, ભવમાં ભટકયાં ત્યાંથીજીરે. ૨૩
પાપ થકી સુંદર જગ બગડયું, બગડયાં નર ને નારીજીરે,
પરમેશ્વરનું જ્ઞાનજ ભુલ્યાં, આવી બહુ લાચારીજીરે. ૨૪
દેવ દયાળુ નાથે મારા, જગપર કરૂણા કીધીજીરે,
દત્ત ત્રાતા આવીને તેણે, બીક વિદારી દીધીજીરે. ૨૫
જે જન તેને શરણે જાશે, તારણ તેનું થાશેજીરે,
પાપી ભવસાગરથી તારી, લેશે સ્વર્ગી વાસેજીરે. ૨૬

---

## ગરબી ૨૦.

### જગતની પ્રીતિ તોડો

(વરઘોડો, વરઘોડો, વાલમનો વરઘોડો એ રાગ.)

પ્રીત તોડો, પ્રીત તોડો, જગતની પ્રીત તોડોરે; ટેક.

જગીક વાનાં, ક્ષણિક હાલાં, શીદને માથું ફોડો. જગતની. ૧.
દેવ તે જગની સેવન થાએ, જગતને તરછોડો. જગતની ૨.
જગીક ભાવ એ દેવથી વહેર છે, પ્રીતિ પ્રભુ સંગ જોડો. જગતની. ૩.
જગતને લપટીને રેતાં, નાશ પામ્યા છે ક્રોડો જગતની ૪.
સંસાર કરશે હાની મ્હા મોટી, લાભ દેખાડી થોડો. જગતની. ૫.
જગીક વાનાં ડુબાવી દેશે, દત્તની ગમ દોડો. જગતની ૬.

# ગરબી ૨૧.

## સાત વાર.

ચાલો, સાત વાર આજે ગાઇએ;
દત્તને નીરખીને ખુશી થઇએ. ચાલો. ટેક.
ગુરૂવાર ઘણો સારો, દત્તનો વા વાર હ્રદે ધારો;
વિજય મળ્યો, ગુરૂ દત્ત મારો. ચાલો. ૧.
સોમે શુભ કાંતિ સ્મરૂં ત્રાતા, પ્રકાશનો એ છે પ્રભુ દાતા.
ચાલો પ્રકાશે ખુશી થાતા. ચાલો. ૨.
આવ્યો હવે મંગળનો વારો, મંગળનો અર્થ ઘણો સારો;
ગુરૂ દત્ત મંગળ કરનારો. ચાલો. ૩.
બુધે પ્રભુ જાણો બુધ્ધિદાતા, માગે તેને બુધ્ધિ દેશે ત્રાતા;
બુદ્ધિ વિના નહિ ચાલે ભ્રાતા. ચાલો. ૪.
ગુરૂ ાર આવે છે જયારે, ગુરૂ દત્ત યાદ કરો ત્યારે:
અહા! તે તો પ્રેમ કેવો ભારે. ચાલો. ૫.
શુકરનો ચળકતો તારો, પરોઢીએ પ્રકાશે તે સારો;
દત્ત છે પ્રાભાત તણો તારો. ચાલો. ૬.
શનિ વિષે શું કહું હું તમને, શીખાડે છે એ તો શનિ અમને;
રાવ કાજે સિદ્ધ થજો આ દીને ચાલો. ૭.

---

# ગરબી ૨૨.

## ભકિત.

( રાગ દાણુલીલા; માટ ભરીમઇયારી ચાલી. )

ભકિત તણો રસ ભકતો જાણે, સંસારી જન શું જાણે?
ખાખરની ખીલોડી કયાંથી, મીઠપ સાકરની માણે? ભકિત ૧.

ગુલાબમાં જે વાસ મનોહર, ગુંગો તે તો શું જાણે ?
સંસારી જગમાં રહીને ત્યમ, ભક્તિનો રંગ નવ જાગે. ભક્તિ ૨.
સુરજનું અજવાળું કેવું, અંધાને નહિ ગમ તેની;
કેવું તે ઉપયોગી સારૂં, તેને કિમ્મત નહી એની ભક્તિ ૩.
પ્રભુ સમાગમની જે ઘડીઓ, તેનું સુખ નહિ વરણાશે;
માણે તે જન સમજે સંધુ, જીભથકી નવ કેવાશે. ભક્તિ ૪.
ભક્તિ રૂપી તો સુંદર હીરો, ભકતોએ લીધો ખોળી;
સંસારીને એ નહિ ભાવે, કિમ્મત તેને મન કોડી. ભક્તિ ૫.
પ્રભુ ભજન છે અમૃત જેવું, સંતો તોનેએ બુઝે છે.
પ્રભુ વિનાના પ્રાણીને તે, આંખ છતાં નવ સુઝે છે, ભક્તિ ૬.
સંસારી જગ કડવું માણે, અમૃતને ગણતાં કાલું,
અફીણુતા બંધાણીને જ્યમ, અફીણ કડવું પણ વાલુ. ભક્તિ ૭.
સંસારી જગને મધ માની, ચુસી સુખીઓ રે તેમાં,
અંતે તે મધ વીખસમ લાગે, કારજના સારતાં એમાં ભક્તિ ૮.

---

## ગરબી ૨૩.

### જીવને ચેતવણી.

જોને જોને, ઓ જીવડા, જોને અંધારૂં થાએ છે,
તારી જીંદગીનો દાડો જીરે, ઓ આથમી જાએ છે. જોને. ટેક.
મોયો મોયો તું જગને જીરે, હવે નહિ જગ તારૂં;
રહયો તારણ વિના તુંરે, કીધું નહી તે સારૂં. જોને. ૧.
ખરૂં ખરૂં તેં નાણું જીરે, ગુમાવી કાં દીધું ?
તેં તો અમૃત ઢોળી જીરે, ઓ વીખ શીદને પીધું ? જોને. ૨.

હવે મરણ મુખથી જીરે, ઉગારી કોણ લેશે ?
તારી અંધારી વાટે જીરે દિલાસો કોણ દેશે; જોને. ૩
ત્હારાં સગાં ના આવે જીરે, આ કાળે તુજ વ્હારે;
ત્હારા દાડા છે દોહેલા જીરે, થશે હાય હાય ત્યારે. જોને. ૪.
તું તો ત્રાતા વિનાનો જીરે, એ તે દાડે ઝુરશે;
તું તો સ્વર્ગ વિનાનો જીરે એ તે દાડે રડશે. જોને. ૫.
હવે ડાહ્યો તું થઇને જીરે કહ્યું કર તું મારૂં;
તું તો દતને શરણે જાને, તારણ કરશે ત્હારૂં. જોને. ૬.

---

## ગરબી ૨૪.

### દતને શરણે જા.

(જાવાદેને, મોહનલાલ, જાવા દે. એ રાગ.)

દ-ત ગુરૂને શર્ણે વેહેલો જા,
ત્હારો બચાવા વાલો પ્રાણ રે;
ત્હારૂ થશે તેનાથી ત્રાણ રે, દ-ત ગુરૂ. ટેક.

કાયા આ સોહામણી, જાણે સુંદર ફુલ,
જર જરી એ થઇ જશે, પછી થશે તે રાખ કે ધુળ રે;
થશે જરૂર ત્હારી ભુલ રે, દ-ત ગુરૂને ૧.

જીવન પર જમડા ભમે, જેમ તે તર પર બાજ;
પલમાં આવી ઝડપશે, પછી બગડશે સહુ કાજ રે;
અરે જાને તું આજ ને આજ રે. દ-ત ગુરૂને. ૨.

દયા તણાં તો બારણાં, ખુલ્લાં છે તુજ કાજ;
વળતી બંધ એ થઇ જશે, ત્યારે સુણે ન તારો અવાજરે;
અરે બગડશે સહુ કાજરે. દત્ત ગુરૂને. ૩.
હમણાં જો તું શોધશે તો દત્ત છે તુજ પાસ;
વળતી એ ચાલ્યો જશે, ત્યારે સરે ન તારી આશરે.
પછી થવાનો તારો નાશરે. દત્ત ગુરૂને. ૪.
તારણનો દીન આજ છે, આજજ માન્ય કાળ;
વિલંબ ના કર કાલનો, માથે ભમે છે કાળો કાળ રે;
અરે તેની ભણી તું નિહાળ રે, દત્ત ગુરૂને શર્ણે. ૫.

——:o:——

## ગરબી ૨૫.

### શા માટે તારણ ગુમાવો છો ?

( કોદરાની કોઠીમાં પેસવેલી એ રાગ.)

તું તો દત્તને શર્ણે જા ભ્રાતા, ગુમાવે છે શીદને ત્રાતા. ૧.
તું તો જગના સુખમાં હરખાતા, ગુમાવે છે શીદને ત્રાતા. ૨.
તને જગતથી મળશે નહિ શાંતા, ગુમાવે છે શીદને ત્રાતા ૩.
તારા આયુષ્યના દીન જો જાતા, ગુમાવે છે શીદને ત્રાતા ૪.
અરે જગતના સુખમાં લોભાતાં, ગુમાવે છે શીદને ત્રાતા ૫.
તું તો જગથી કાઢશે નહી લાટાં ગુમાવે છે શીદને ત્રાતા ૬.
ઓ સંસારના તરસ્યા મદમાતા, ગુમાવે છે શીદને ત્રાતા ૭.
તારી કાયાના રંગ નહી રે રાતા ગુમાવે છે શીદને ત્રાતા ૮.
કરી સંસાર સાથે બહુ નાતા ગુમાવે છે શીદને ત્રાતા ૯.

તું તો અમૃત ઢોળી વીખ ખાતાં, ગુમાવે છે શીદને ત્રાતા ૧૦.
તને બોલાવે છે તારણધતા, ગુમાવે છે શીદને ત્રાતા ૧૧.
જોને જોને તું બારણાં બંધ થાતાં, ગુમાવે છે શીદને ત્રાતા ૧૨.
પછી ખણીશ ભોંય તું શરમાતાં, ગુમાવે છે શીદને ત્રાતા ૧૩.

---

## ગરબી ૨૬.

### મોતની તઈયારી.

મોત પકડી પાડશે તો શું કરશો?

(ઘડી એક થોડો વાલમડા—એ રાગ.)

જરા કંઇ જોને ઓ પ્રાણિઆ મોત ઘડી આવે છે, પ્રાણિઆ,
લેશે તને ઝાલી શું કરશે ત્યારે ઓ પ્રાણિઆ. ટેક.
દન્ત વિષે વિચાર પ્રાણિઆ, ખોળી લેને તારણ પ્રાણિઆ,
મોત લેશે ઝાલી શું કરશે ત્યારે ઓ પ્રાણિઆ? ૧
પાપ તારાં ભારી ઓ પ્રાણિઆ, લેખાં તારે દેવાં છે પ્રાણિઆ,
મોત લેશે ઝાલી શું કરશે ત્યારે ઓ પ્રાણિઆ? ૨
પાપ લઇ સાથે ઓ પ્રાણિઆ, જશે કેમ સ્વર્ગે ઓ પ્રાણિઆ,
મોત લેશે ઝાલી શું કરશે ત્યારે ઓ પ્રાણિઆ? ૩
દન્ત દે છે તારણ પ્રાણિઆ, લેને આજ પામી ઓ પ્રાણિઆ,
મોત લેશે ઝાલી શું કરશે ત્યારે ઓ પ્રાણિઆ. ૪
દન્ત ગુરૂ ત્રાતા છે પ્રાણિઆ, દેશે તને તારણ પ્રાણિઆ,
મોત લેશે ઝાલીશું કરશે ત્યારે ઓ પ્રાણિઆ. ૫

---

## ગરબી ૨૭.

### તારણમાં દિવસ જતા રહે છે?

જાય છે જાય છે જાય છે રે, રૂડા તારણના દીન જાય છે   ટેક.
આજે કૃપાનાં દ્વાર ઉઘાડાં, વગતી એ બંધ કરાય છે રે. રૂડા ૧.
મરણ મુખમાં તું તો છે પ્રાણી સોડ તાણી કાં સુવાય છે રે. રૂડા. ૨.
આયુષ્યનો જે સુરજ તારો, જોને આથમવા જાય છે રે. રૂડા. ૩.
મારૂં તારૂં તું કરે શા કાજે, ખાલી હાથે તો જવાય છે રે. રૂડા. ૪.
અમૃતને તું અળગું મેલી, ઝેર હળ હળ ખાય છે રે. રૂડા. ૫.
જે રે જગતમાં સુખીયો તું તો, અંતે ન તારૂં થાય છે રે. રૂડા. ૬.
તારણ રૂપી હીરો ન મળીઓ, તેઓ ઘણો પસ્તાય છે રે. રૂડા. ૭.
જીવન દાતા નાથ ન મળીઓ, ફોકટ ફેરો થાય છે રે. રૂડા. ૮.

---

## ગરબી ૨૮.

### મોતનો ડંકો વાગે છે

(કારતક મહીનાના કાહાનજી એ રાગ)

સુખે સુતો શું માનવી, વ્હેલો આંખ ઉઘાડ;
ડંકા વાગેરે મોતના. ૧.
જોને જાગી તું માનવી, આવે ઓચીંતી ધાડ;
ડંકા વાગેરે મોતના. ૨.
તારી વાડી લુંટાય છે, તેની ભાંગી છે વાડ;
ડંકા વાગેરે મોતના. ૩.
મોહયો સંસારે પ્રાણીયા ભુલ્યો ભુલ્યો તું બાળ;
ડંકા વાગેરે મોતના. ૪.

અવસર ખુએ કાં પ્રાણીયા, માણી મોજ આકાળ;
ડંકા વાગેરે મોતના ૫.
રીઝે શાને રે પાપમાં, એ તો ભુંડી છે જાળ;
ડંકા વાગેરે મોતના. ૬.
જોને વાટ છે બાકરી, લેખાં દેવાં તે કાળ;
ડંકા વાગેરે મોતના. ૭.
વ્હેલો ઉઠી તું માનવી, મુક્તિ દાતા નિહાળ;
ડંકા વાગેરે મોતના. ૮.
જાને શરણે દતને, એ છે દીન દયાળ;
ડંકા વાગેરે મોતના. ૯.

---

## ગરબી ૨૯.

### મુક્તિ દાતાનું ચરિત્ર.

(વાડી ફુલીને ફુલ મોગરોરે લોલ—એ રાગ.)

છોડી સ્વરગ, છોડી ધામનેરે લોલ.
લીધો મનુષ અવતાર જો, દેવ કુંવર ભુમીપર આવીઓરે લોલ. ૧
માહુર નામે ગામમાંરે લોલ,
થયો નાનેરો બાળજો, દેવકુંવર ભુમીપર આવીઓરે લોલ. ૨
રાંક માતા પેટ અવતર્યોરે લોલ,
હતો ત્રીભુવન પાળ જો, દેવકુવર ભુમીપર આવીઓરે લોલ. ૩
સુવા મળયું નહિ પારણું રે લોલ,
પોઢયો નીચે તે કાળ જો, દેવકુંવર ભુમીપર આવીઓરે લોલ. ૪

આકાશે આનંદ વ્યાપીઓરે લોલ,
સીમે રીઝયા ગોપાળ જો, દેવકુંવર ભુમીપર આવીઓરે લોલ. ૫
માતા તણે ઘેર ઉછર્યોરે લોલ,
કહયા ગરો બની બાળજો, દેવકુંવર ભુમીપર આવીઓરે લોલ. ૬
કારજ રૂડાં આદર્યોરે લોલ,
હતો ઘણો પ્રેમાળજો, દેવકુંવર ભુમીપર આવીઓરે લોલ. ૭
માંદા, દુઃખી જોઇ દાઝતોરે લોલ,
પ્રીતિથી લીધી સંભાળજો, દેવકુંવર ભુમીપર આવીઓરે લોલ ૮
સાજા કર્યા બહુ રોગીઓરે લોલ
જણાયો દીન દયાળ જો, દેવકુંવર ભુમીપર આવીઓરે લોલ. ૯
પાપી કાજે કષ્ટ પામીઓરે લોલ,
કષ્ટ થયો બહુ કાળજો, દેવકુંવર ભુમીપર આવીઓરે લોલ. ૧૦
પાપી જગતને તારવારે લોલ,
થયો ઘણો કંગાળ જો, દેવકુંવર ભુમીપર આવીઓરે લોલ. ૧૧
પાપી જગતને તારવારે લોલ,
થયો નાનેરો બાળજો, દેવકુંવર ભુમીપર આવીઓરે લોલ ૧૨
અધમને ઉદ્ધારવારે લોલ,
મોત ઉપર થયો કાળજો દેવકુંવર ભુમીપર આવીઓરે લોલ. ૧૩
જગતવાસી આવજોરે લોલ,
સ્વીકારે દેવકુંમારજો, દેવકુંવર ભુમીપર આવીઓ લોલ. ૧૪

---

# ગરબી ૩૦.

## સ્વદેશીઓની ભુલ.

અરેરે મારગડો ભુલ્યા.

જોઉં મજ દેશ ભણી જ્યારે, ભુલ્યા ભુલ્યા દેશી બંધુ ત્યારે અરેરેરે ટેક
ખરૂં દેવજ્ઞાન દીધું મુકી, ગયા તેથી મારગડો ચુકી. અરેરેરે ૧.
નિવારવા પાપ કરે કેવું, હસે શાણા લોક કરે એવું. અરેરેરે. ૨.
કોઇ જમુના ને ગંગા નાહે હૃદનો મેલ ન ધોવાય એ. અરેરેરે. ૩.
કરે જપ, તપ અને કષ્ટ, તેથી પાપ થાય નષ્ટ. અરેરેરે. ૪.
જયારે પુંજી ઘણા ડેરા, માન્યા લાખ ચોરાશીના ફેરા અરેરેરે. ૫.
માની જાત જાત તણી જ્ઞાતિ, ગુમાવી છે પ્રીતિ અને શાંતિ અરેરેરે ૬
કુસંપનું મુળ ગણો જ્ઞાતિ કરે કાળા કેર વળી જાતિ અરેરેરે ૭.
સ્વીકાર્યા છે ભુલના બહુ ધારા, ગણે તેને પ્રાણ થકી પ્યારા. અરેરેરે. ૮.
આવી હાંગી ફાગ બધા બોલે, બને વૃદ્ધ બાળકને તોલે. અરેરેરે. ૯.
ગોરા તણા રાગડા બહુ ખોટા, લવે બાળ, રાગ તાણી મોટા. અરેરેરે. ૧૦

---

# ગરબી ૩૧.

## જીવનદાતા મળ્યો.

મારીસોય છે સોનાની રે એ રાગ.

મારૂ સુખ છે બહુ ભારી રે, જીવનદાતા મળીઓ રે;
મારા દોષ દીધા ટાળીરે, જીવનદાતા મળીઓ રે ૧.
મને શાંતી અદભુત આપીરે, જીવનદાતા મળીઓ રે;
મારે ઉર ગાદી સ્થાપીરે, જીવનદાતા મળીઓ રે. ૨.

મને રોજ તે સંભાળે રે, જીવનદાતા મળીઓ રે;
મને રોજ પ્રેમે પાળેરે, જીવનદાતા મળીઓ રે. ૩.

મારી આશ છે સવિ તેમાં રે, જીવનદાતા મળીઓ રે;
મારો ખાસ લાભ એમાં રે, જીવનદાતા મળીઓ રે. ૪.

મારૂં જીવતું તે પાણીરે, જીવનદાતા મળીઓ રે;
મારી પીડા તેણે જાણી રે, જીવનદાતા મળીઓ રે. ૫.

મારી ભુખ ભાગી તેણેરે, જીવનદાતા મળીઓ રે.
મારી ભીડ ભાગી તેણે રે, જીવનદાતા મળીઓ રે. ૬

મને પાન અમૃત દીધું રે, જીવનદાતા મળીઓ રે;
મારાં પાપનું વિષ પીધું રે, જીવનદાતા મળીઓ રે. ૭

મારો રોજનો તે સંગોરે, જીવનદાતા મળીઓ રે;
એનો પ્રેમ ભાળું જંગીરે, જીવનદાતા મળીઓ રે. ૮.

મને અંતે સ્વર્ગે લેશેરે, જીવનદાતા મળીઓ રે;
મને શાંતિ પુરી દેશે રે. જીવનદાતા મળીઓ રે ૯.

હું તો ગીત ગાઉ તેનાં રે; જીવનદાતા મળીઓ રે;
હું તો નીત સુખીઓ એમાં રે; જીવનદાતા મળીઓ રે. ૧૦.

---

## ગરબી ૩૨.

### તારણ લો.

( ઝુલણ લો વણઝારી, એ રાગ )

તારણ લો સુખકારી, તારણ લો સુખકારી;
તારણનું સુખ ભારી, તારણ લો સુખકારી. તારણ.
ડુબો છો શાને કાજે તારણ લો સુખકારી;
જીવ બચાવો આજે, તારણ લો સુખકારી. તારણ ૧.

પાપનો બોજો ભારી, તારણ લો સુખકારી;
દેશે પ્રભુજી ઉતારી, તારણ લો સુખકારી. તારણ. ૨.

તારણ વિણ નહિ ચાલે, તારણ લો સુખકારી,
તારણ દ-ત આલે, તારણ લો સુખકારી. તારણ ૩

દ-ત ગુરૂ છે ત્રાતા, તારણ લો સુખકારી,
તારણનો એ દાતા, તારણ લો સુખકારી. તારણ ૪

નહિ કંઇ નાણું બેસે, તારણ લો સુખકારી;
મફત તારણ દેશે, તારણ લો સુખકારી. તારણ. ૫.

વૃથા ઉપાયો ત્યાગી, તારણ લો સુખકારી;
દ-ત પાસે લો માગી, તારણ લો સુખકારી. તારણ. ૬.

---

## ગરબી ૩૩.

### તારણનો ઝરો.

(તું તો મારા મનથી ઉતરી. એ રાગ.)

ઝરો તારણનો ખોલીઓ. મહીં વેહે છે નિરમળ નીર;
સઘળા તારણ લો. ટેક.

દેવ દયાથી આપતો, આ સઉને જીવન નીર;
સઘળાં તારણ લો ઝરો. ૧.

દ-ત બોલાવે સર્વને જટાડે તરસની પીડ;
સઘળાં તારણ લો. ઝરો. ૨.

તરસ્યાઓ સહુ આવજો, આ પીવા નીરમળ નીર;
સઘળાં તારણ લો ઝરો. ૩.

શાને ખબોચીયાં શોધવા, આ મુકી સુંદર નીર;
સઘળાં તારણ લો. ઝરો ૪.

દામ ના બેસે નીરનું, કરૂણાથી ભાગે ભીડ;
સઘળાં તારણ લો. ઝરો. ૫.
મરો છો શાને કારણે, છે પુષ્કળ સારૂં નીર;
સઘળાં તારણ લો. ઝરો. ૬.
તારણ લો રે તારણ લો, આ પીતાં નિરમળ નીર;
સઘળાં તારણ લો. ઝરો. ૭.

## ગરબી. ૩૪.

### દારૂ બહુ દુઃખકારી છે.

( ઉઠોને વહુ, ઉઠોને વહુ–એ રાગ )

તજોને સહુ, તજોને સહુ, દારૂની ટેવ તજોને સહુ,
વ્યસન આ તો પરહરો દારૂ છે દુઃખકારીરે બહુ તજોને ટેક
નિંદે છે સહુ, નિંદે છે સહુ, પીનારાને નિંદે છે સહુ,
વ્યસન આ તો પરહરો દારૂ છે દુઃખકારીરે બહુ. તજોને. ૧
ફજેતી બહુ, ફજેતી બહુ, પીનારાની કરે છે સહુ,
વ્યસન આ તો પરહરો દારૂ છે દુઃખીકારીરે બહુ. તજોને ૨
ગુમાવો શું, ગુમાવો શું નાણું સારૂં ગુમાવો શું,
વ્યસન આ તો પરહરો દારૂ છે દુઃખકારીરે બહુ. તજોને ૩
ખુવારી બહુ, ખુવારી બહુ, ધનને આબરૂ જશેજ સહુ,
વ્યસન આ તો પરહરો દારૂ છે દુઃખકારીરે બહુ. તજોને ૪
કહું એ હું, કહું એ હું, એથી સ્વર્ગ ગુમાવે સહુ,
વ્યસન આ તો પરહરો દારૂ છે દુઃખકારીરે બહુ. તજોને ૫

# ગરબી ૩૫.

## કાયા નગરની લુટાય છે.

(પરોણુલીના પરવાળા શા હોઠ. એ રાગ.)

પરાણીઆ તું આંખ ઉંઘાડી ભાળ,
કાયા નગરી તો લુટાય છે;
ક્યાં છે તારા નગર તણો રખવાળ,
કાયા નગરી તો લુટાય છે. પ્રાણીઆ તું. ટેક.

કાયા નગરનાં સુંદર સુંદર ધામ, ચઉટાં લીધાં તારા વઇરીએ;
શતરૂદળ તો ફરતો ચારે ઠામ કાયા નગરી તો લુટાય છે.
લુટારાનાં ધાડાં જો વિકરાળ રે ખુંદે છે તારા શહેરને. પ્રાણીઆ. ૧
હરતાં ફરતાં ભરતાં ભારે ફાળ કાયા નગરી તો લુટાય છે. પ્રા૦ ૨.
દળમાં જો છે લાલચ ને વળી લોભ ઉઠાવે ઝંડો પેલો મોહજી;
કામી મન ને ક્રોધતણો ત્યાં ક્ષોભ કાયા નગરી તો લુટાય છે. પ્રા૦ ૩.
કડવા બોલી વાચાને વળી જુઠ, ભમે છે તારા આખા શહેરમાં,
ગર્વ વગાડે મગરૂરીથી ઢોલ, કાયાનગરી તો લુટાય છે. પ્રા૦ ૪.
દ્વેષ વગાડે ટું ટું ટું શરણાઇ. અપ્રીતિ કરતી ઝગડો જોરથી,
અજ્ઞાને દરવાજા કીધા બંધ, કાયાનગરી તો લુટાય છે. પ્રા૦ ૫.
દળ આ સહુ ભુંડાઇતણું મસ્તાન, રે હોકારા પાડે શહેરમાં,
વરતાવ્યો છે નગર મહીં બહુ ત્રાસ, કાયાનગરી તો લુટાય છે. પ્રા૦ ૬.

દળ આ લુટી લેશે તારૂં શહેર. પછી એ ઝાલી તુજને લઇ જશે,
કરશે તારો રીબી રીબી નાશ, કાયા નગરી તો લુટાય છે. પ્રા૦ ૭.
નગર બચાવા ચાહે જો તું આજ, શરણે જા તું ગુરૂ દત્તને,
શતરૂદળ હણ્યા સે શકિતવાન, કાયાનગરી તો લુટાય છે. પ્રા૦ ૮.

---

## ગરબી ૩૬.

### સંતોની શરૂંગાર.

(ઘડો ફુટયો નીર વહી ગયાં. એ રાગ.)

પ્રીને દત્તને સેવવો, સંતોને શોભતું એ છે.
અને વળી રાખવો તેપર પ્યાર, સંતોને શોભતું એ છે. ૧.
વ્હાલું વાલા નાત છોડવું, સંતોને શોભતું એ છે;
અને વળી ધરવું ઇશ્વર ધ્યાન, સંતોને શોભતું એ છે. ૨.
નીતિથી કામ આરંભવાં, સંતોને શોભતું એ છે;
અને વળી કરવું ઇશ્વર માન, સંતોને શોભતું એ છે. ૩.
પોતાને પવિત્ર રાખવા, સંતોને શોભતું એ છે;
અને વળી ભુંડાનો કરવો ધિકકાર, સંતોને શોભતું એ છે. ૪.
ચ્હાવું ભલું સહુ લોકનું, સંતોને શોભતું એ છે;
અને વળી સુખ દુઃખે લેવો ભાગ, સંતોને શોભતું એ છે. ૫.
મીઠા બોલી મીત ભાખવા, સંતોને શોભતું એ છે;
અને વળી ગામાનો કરવો ત્યાગ, સંતોને શોભતું એ છે. ૬.

આંખ્યો નિર્મળ રાખવી, સંતોને શોભતું એ છે.
અને વળી ઝુંઝામાં લેવો ન ભાગ, સંતોને શોભતું એ છે. ૭.
પરનિંદામાં ના રાચવું, સંતોને શોભતું એ છે;
અને વળી લોભને દેવો ના માગ, સંતોને શોભતું એ છે. ૮.
બીજાની વસ્તુ ના ચોરવી, સંતોને શોભતું એ છે.
અને વળી રહેવું સંતોષી સદાય, સંતોને શોભતું એ છે. ૯.
દુરજનનો સંગ ત્યાગવો, સંતોને શોભતું એ છે;
અને વળી સત સંગે રહેવું સદાય, સંતોને શોભતું એ છે. ૧૦
ઝઘડાથી બાર ગાઉ નાસવું, સંતોને શોભતું એ છે.
અને વળી રહેવું ક્ષમાવાન, સંતોને શોભતું એ છે. ૧૧

---

## ગરબી. ૩૭.

### દત્ત ગુરૂની લ્હે લાગી.

મને લ્હે તો લાગી દત્તના નામની જો;
મારે બીજીરે, મારે બીજી વાતો નહિ કામની જો. મને. ટેક.
હું તો જગને વખોણે નહિ ડરૂં જો;
અને આશારે; મને આશા બળી છે સુખ ધામની જો. મને. ૧.
હું તો કૃપા પામ્યો છું જગનાથની જો;
મારી વીતીરે, મારી વીતી છે કાળી જામની જો. મને. ૨.
હું તો રાજી થાઉં છું મારા ચિતમાં જો;
મારી જગ્યા રે, મારી જગ્યા કેવી આરામની જો. મને.

હું તો રીઝું દ-તને સેવતાં જો;
નીત સ્તુતિરે, નીત સ્તુતિ કરૂં છું તેના નામની જો. મને. ૪.
મારા આત્મા, તું આભારો માનજે જો;
રૂડા દીલાસા રે, રૂડા દીલાસા દ-તમાં પામની જો. મને. ૫.

---

## ગરબી ૩૮.

### વિનંતી.

(ઓરા આવો તો કહું વાતડી. એ રાગ.)
અમે તમારા દાસ રે, દ-તજી;
ચરણોમાં દેજો વાસ રે, દ તજી. ૧
પાપી હમારી જાત છે, દ તજી;
અમમાં ન સારી કંઇ વાત છે, દ-તજી. ૨
તમે તો મહા પુણ્યવંત છો, દ-તજી;
હાથ ઝાલો તમે સંતનો, દ-તજી. ૩
પાપો હમારાં ટાળજો, દ-તજી;
સંતના મારગમાં વાળજો, દ-તજી. ૪
હાથ ઝાલીને ચલાવજો, દ-તજી;
સતમાં અમોને નિભાવજો, દ-તજી. ૫

---

## ગરબી ૩૯.

### વિધવાના છોકરાને સજીવન કર્યો.

એક નગરની ભાગળે રે, આવ્યો ગુરૂ નાથ જો;
સામે મળી એક ઠાઠડી રે, સાથે મોટો સંગાથ જો. ૧
પુત્ર મુવો વિધવા તણો રે, હતી તેની આ લાસ જો;
માતા ઝુરે બહુ ખેદથી રે, હતી પુત્રમાં આશ જો. ૨
રૂએ જનેતા ધરૂસ્કે રે, કરી મોટો વિલાપ જો;
આંસુ ઝરે બહુ નેણથી રે, કરે શોક અમાપ જો. ૩
નિહાળી નાથે નેહથી રે, આ દુખીયારી નાર જો;
રાખ્યા ઉભા જઇ કાંધીયા રે, દઇ ધીર તે વાર જો. ૪
બોલ્યા ગુરૂજી પ્રેમથી રે, ઉઠ ઉઠ જુવાન જો;
મુએલો તે બેઠો થયો રે, પામી જીવતદાન જો ૫
સોંપ્યો દતએ બાઇનેરે, પુત્ર તેનો તે વાર જો;
હઇયું ઘણું હરખે ભર્યું રે, રીઝી ઘણી તે નાર જો. ૬

---

## ગરબી ૪૦.

### કુમારીકાનું દ્રષ્ટાંત.

(તમે મળવા ન આવ્યા શા માટે ? એ રાગ.)

થોડી કુમારીકાઓ નીકળી, ગઇ ગુરૂને મળવા બ્હાર;
મળવા ચાલી સુંદર વરરાજાને. ૧

સહુ તઇયાર થઇ ને નીકળી, થઇ ઘરને આવતાં વાર;
મળવા ચાલી સુંદર વરરાજાને. ૨

સહુ ઉંઘી ગઇ ઝોકાં ખાઇ, મધરાતે પડ્યો પોકાર;
મળવા ચાલી સુંદર વરરાજાને; ૩

હતી થોડી ડાહી મહીં સુંદરી, તેઓ થઇ ગઇ તઇયાર;
મળવા ચાલી સુંદર વરરાજાને. ૪

તેની મશાલો હોલાઇ જાય છે, મંડી વિમાસવા તે વાર;
મળવા ચાલી સુંદર વરરાજાને. ૫

હતી થોડી તેમાંની મુરખી, નો'તું તેલ પાસે લગાર;
મળવા ચાલી સુંદર વરરાજાને. ૬

આવી પાછી જુઓ સહુ બાળાઓ, દીઠાં બંધ કરેલાં દ્વાર.
મળવા આવી સુંદર વરરાજાને. ૭

હવે, પોકારે સર્વે સુંદરીઓ, અરે ગુરૂ, તું દ્વાર ઉઘાડ;
મળવા આવી સુંદર વરરાજાને. ૮

દંત કહે, સુણો સહુ સુંદરીઓ, તમે રહયાં ન કેમ તઇયાર
મળશો નહિ સુંદર વરરાજાને. ૯

હું તો પીછાણું નહિ તમને, તમે સદાય રેશો બ્હાર;
મળશો નહિ સુંદર વરરાજાને. ૧૦

# ગરબી ૪૧.

## ગુરૂદત પાપીઓને તારવાને જગતમાં આવ્યો

( પડવાની પડપ્રીત ઘટમાં ભુલીરે. એ રાગ )

પ્રભુ દેવકુંવર જગનાથ, ભવમાં આવ્યો રે;
આ પાપી જગતને કાજ, તારણ લાવ્યો રે. ૧

સહુ પાપી કેરી પીડ તેણે જાણી રે;
ને છોડયું સ્વર્ગી સુખ, કરૂણા આણી રે. ૨

સહુ દુઃખીયારાનાં કષ્ટ, કાપ્યાં તેણે રે;
બહુ રોગી કેરા રોગ, ટાળ્યા એણે રે. ૩

તે વર્ત્યો પાપી સંગ, ભલી રીતે રે;
તે વસીઓ પાપી સાથ, પુરણ પ્રીતે રે. ૪

થઇ પાપીકેરો મિત્ર, ચાહયા તેણે રે;
બહુ રાખ્યો મીઠો ભાવ, સઉ પર એણેરે. ૫

રે પ્યાલો પાપી કાજ, કડવો પીધો રે;
તે પાપી કેરો ભાર, માથે લીધોરે. ૬

એ આવ્યો જગની માંહે, દુઃખો લેવારે;
તે પામ્યો પ્રીત ધીક્કાર, જીવન દેવા રે. ૭

તે પાપીને આરામ, દે છે સ્વામી રે;
જે રાખીને વિશ્વાસ, શર્ણે આવે રે. ૮

# રબી ૪૨.

## દત્તનાં સર્વાંગ કેવાં છે.

( મા પાવાગઢથી ઉતર્યાં મા કાળીરે. એ રાગ.

જો દત્તતણું મુખ ભાળશો શું દીસે છે?
શુભ કરૂણા, પ્રીતિ સાથ સુંદર દીસે છે. ૧
તે તેણે કૃપાનાં ભાખતો સહુ દુઃખ હરવા;
તે ભાખે સુંદર વેણ હઇડે સુખ ભરવ. ૨
જે હઇયું છે બેચેન, પીડા બહુ ભારી;
ત્યાં દત્ત છાંટે પ્રેમનું અમૃત વારી. ૩
જો હઇયા ગમ પણ તાકશો શું દીસે છે?
જો અધમોના વિચાર મનડા વિષે છે. ૪
છે કોમળ હઇડું નાથનું દુઃખ હરશે તે;
છે રેમ ઘણી દીલ માંય, સુખીયા કરશે તે. ૫
જો નેણુ ગુરૂનાં ભાળશો શું દીસે છે!
બહુ રેમ, કૃપાને પ્રેમ, આંખો વિષે છે. ૬
તે પાપી ગમરે તાકતો તારણ કરવા;
તે વાટ જુએ છે એમની પાપો હરવા. ૭
જો હાથ ગુરૂના ભાળશો તે કેવા છે?
શુભ દાનોનો દાતાર ભાળો એવા છે. ૮
તે ડુબતા જનની બાંય સ્નેહે ઝાલે છે;
તે હાથ ગ્રહીને નાથ આશરો આલે છે. ૯

જો પગ ગુરૂના પેખશો શું ફરતો તો!
જો ભટકેલાની શોધ કરવા ફરતો તે. ૧૦
તે શોધે છે નીજ સંતોને ફરતો ફરતો;
તે જીવન દેવા કાજ નીત પગલાં ભરતો. ૧૧
જો, ગુરૂના રૂડા કાનની ગમ ધારી રે;
તે સુણવા છે તઇયાર અરજી મારીરે. ૧૨

---

## ગરબી ૪૩.

### પાપીઓને નહોતરૂં.

( મારા ગામના સુથારીને વિનવું. એ રાગ.)

સહુ પાપીઓ, ગુરૂ શરણે આવજો;
તે દે છે મુકિતદાન રે વ્હેલા આવજો ૧

સહુ પાપીઓ, ગુરૂ શરણે આવજો;
તે દે છે સ્વર્ગી જ્ઞાન રે વ્હેલા આવજો. ૨

સહુ પાપીઓ, ગુરૂ શરણે આવજો;
તે શાંતિનો દાતાર રે વ્હેલા આવજો. ૩

સહુ પાપીઓ ગુરૂ શરણે આવજો.
તે ચાહે છે ઉદ્ધાર રે વ્હેલા આવજો. ૪

સહુ પાપીઓ ગુરૂ શરણે આવજો;
તે નહિ કાઢે નિરાશ રે વ્હેલા આવજો ૫

સહુ પ ીીઓ ગુરૂ શરણે આવજો;
તે દે છે શુભ શુભ આશ રે વ્હેલા આવજો. ૬

સહુ પાપીઓ ગુરૂ શરણે આવજો.
તે આવ્યો પાપી કાજ રે વ્હેલા આવજો. ૭

સહુ પાપીઓ ગુરૂ શરણે આવજો;
રે તારણનો દિન આજ રે વ્હેલા આવજો. ૮

સહુ પાપીઓ ગુરૂ શરણે આવજો;
તે લેશે સ્વર્ગીં ધામ રે વ્હેલા આવજો. ૯

સહુ પાપીઓ ગુરૂ શરણે આવજો.
તેનું મુકિત દાતા નામ રે વ્હેલા આવજો. ૧૦

---

## ગરબી ૪૪.

### આજ્ઞાઓ.

(દેવે જોઇ પૃથ્વી પાપમાં. એ રાગ.)

આજ્ઞા સુણો ગુરૂ દત્તનીરે, દે જો નીત તે ઉપર ધ્યાન જો આજ્ઞા. ૧
ઇશ્વર એક ગુરૂ માનવો રે, નહીં કોઇ બીજા ગુરૂ માનજો. આજ્ઞા. ૨
બીજા દેવો માનવા તે નથી કળીયુગનો અવતાર જો. આજ્ઞા. ૩
ઇશ્વર નામ વૃથા નહિ ભાખશોરે, લેવું આદરભર્િ નામજો. આજ્ઞા. ૪

ગુરૂવાર પવિતર પાળવોરે, જ્યાંએ સેવા ભક્તિ ઠામ જો. આજ્ઞા ૫
માત પિતાને આદર આપવોરે, જેથી ઇશ્વર રાખે મેર જો આજ્ઞા. ૬
કરવું ખુન ના માનવ જાતનું રે રાખો પ્રિતિ કાઢી વેરજો. આજ્ઞા ૭
ચોરી કેરૂં ચીત્ત ના રાખવું રે, રાખી ઇશ્વર કેરી બીક જો. આજ્ઞા. ૮
ના કર જારૂકરમ તું કોઇ દીરે, પાળો નિતિ ચાલી ઠીક જો. આજ્ઞા. ૯
જુઠી સાક્ષી પણ ના પુરવીરે, જીભે સાચી વાતો ભાખ જો. આજ્ઞા. ૧૦
લોભી મનને દીલથી કાઢવું રે, સંતોષી મન સૈ દીન રાખજો. આજ્ઞા. ૧૧
સઉ વાતોનો આવો સાર છે રે, કરવી ઈશ્વર ઉપર પ્રીત્તિજો. આજ્ઞા ૧૨
સઉ જન ઉપર પ્રીતિ રાખવીરે, ચાહો સઉને પ્રીતે નીતજો. આજ્ઞા. ૧૩

---

## ગરબી ૪૫.

### તારણના જમણમાં સઉને બોલાવો.

( જુઓ જુઓ તમો જગતતણી જુડાઇ જો. એ રાગ )

સુણો સુણો ત્રાતાની આ વાત જો;
તારણના જમણમાં સઉને નોતરો. ૧
ફરજો ફરજો ગુરજર દેશે ભ્રાત જો;
તારણના જમણમાં સઉને નોતરો ૨
જાજો જોજો શહેરોને સહુ ગામ જો;
તારણના જમણમાં સઉને નોતરો. ૩

જઇ રસ્તે, ચકલેને સર્વે ઠામજો;
તારણના જમણુમાં સઉને નોતરો. ૪
ભુખથકી બહુ જણુનો જાયે પ્રાણજો;
તારણના જમણુમાં સઉને નોતરો. ૫
જુઓ જુઓ માગે બહુ જણુ ત્રાણ જો;
તારણના જમણુમાં સઉને નોતરો. ૬
તમ પર રાખે આશા વ્હાલો દેશ જો;
તારણના જમણુમાં સઉને નોતરો. ૭
આપો આપો જઇને શુભ બોધ જો;
તારણના જમણુમાં સઉને નોતરો. ૮
રાખો રાખો ચીંતા સઉની બાત જો,
તારણના જમણુમાં સઉને નોતરો. ૯
પ્રીતે પ્રીતે કહેજો સઉને વાતજો;
તારણના જમણુમાં સઉને નોતરો. ૧૦

---

## ગરબી. ૪૬.

### પ્રભુનો જય.

(રંગ ટોપીવાળા, ચોથા જુગમાં આવ્યો. એ રાગ.)

ઓ ગુરૂ દત્ત જય જય જગના રાજારે જય છે. તારો. ટેક,
તારૂં રાજ અવિચળ તો રેશે, તને મહિમાને સઉ માન દેશે, ઓ ગુરૂ ૧
સહુ ભુપતણો તું ભુપ થશે, તુજ દુશ્મનો સઉ હારી જશે. ઓ ગુરૂ. ૨

તારા રાજમાં દાખલ થશે બધા, નહિ વચમો વૃથા થશે કદા. ઓ ગુરૂ ૩
રે જયાં જયાં માનવજાત વસો સઉ કોમો, કુળો તારાં થશે ઓ ગુરૂ. ૪
તારૂં રાજ ચોદીશે ફેલાશે તુજ જયનાં સઉ ગીતો ગાશે. ઓ ગુરૂ. ૫
શેતાન અને ભૂંડા ધારા સઉ હારી ગણુશે પોબારા. ઓ ગુરૂ. ૬
જાુઠા મતો નાસી જાશે, વળતી નહિ જગમાં દેખાશે ઓ ગુરૂ. ૭
સહુ જગમાં શાંતિ ફેલાશે, તું શાંતિનો રાજા થાશે. ઓ ગુરૂ. ૮
હે ન્યાયીપણાના મહારાજા તુજ જયનાં સંભળાવો વાજાં. ઓ ગુરૂ. ૯
ધન ધન છે રઇયતને તારી, જે પામે નીશદીન સુખ ભારી. ઓ ગુરૂ. ૧૦

——:૦:——

## ગરબી ૪૭.

### સ્વર્ગી રાજા.

( સાહેબ, સડકો ખોદાવજો સારીરે. એ રાગ.)

દત ગુરૂ કૃપા બહુ તારી રે,
તેં તો લીધા અમોને ઉગારી, ઓ સ્વર્ગી રાજારે. ૧

તેં તો ભુંડાથી અમને છોડાવ્યા રે,
આપ્યું બોધતણું મુક્ષ ભારી, ઓ સ્વર્ગી રાજારે. ૨

દત તારી પ્રીતિ બહું મોટી રે,
કર્યાં અમોને બહુ આભારી, ઓ સ્વર્ગી રાજારે. ૩

અમો તારી પ્રજાના બોકારે,
અમે રહીશું આજ્ઞાકારી, ઓ સ્વર્ગી રાજારે. ૪

અમો રાજ ફેલાવીશું તારૂં રે,
અને રાખીશું વફાદારીરે, ઓ સ્વર્ગી રાજારે. ૫

અમે સૈન્યમાં રહીને તારારે,
અમે લડાઇઓ લડશું સારીરે, ઓ સ્વર્ગી રાજારે. ૬

તારા રાજના ધારા સારારે,
અમે જણાવીશું પુકારી, ઓ સ્વર્ગી રાજારે. ૭

## ગરબી ૪૮

### પ્રભુનો પ્યાર.

ઝીણી ઝીણી વાદળીમાં વીજ ઝબુકે. એ રાગ.

જાણી જાણી પ્રીતિ મેં તારી ગુરૂજી.
કર્યું ગુરૂ મારૂં તેં ત્રાણ, વ્હાલા ગુરૂ, તેં દીધો છે બોધ. ૧

મીઠી મીઠી પ્રીતિ છે તારી ગુરૂજી.
આપી મને તેની તેં જાણ, વ્હાલા ગુરૂ, તેં દીધો છે બોધ. ૨

દીઠી દીઠી પ્રીતિ મેં તારી ગુરૂજી.
ગુરૂ, તું છે પ્રીતિની ખાણ, વ્હાલા ગુરૂ, તેં દીધો છે બોધ. ૩

કીધી કીધી કૃપા તેં ભારે ગુરૂજી.
આપ્યું મને સુંદર ઠાણુ, વ્હાલા ગુરૂ, તેં દીધો છે બોધ. ૪
આપી આપી શાંતિ તેં સારી ગુરૂજી,
કરૂં હું તારાં વખાણુ, વ્હાલા ગુરૂ તેં દીધો છે. બોધ. ૫
દીધો દીધો આનંદ મોટો ગુરૂજી.
હતો હું તો તેનો અજાણુ, વ્હાલા ગુરૂ, તેં દીધો છે બોધ ૬
જીવું જીવું તારે હું કાજે ગુરૂજી,
ગાઉં હું પ્રીતિનાં ગાન, વ્હાલા ગુરૂ તેં દીધો છે બોધ. ૭

———:o:———

## ગરબી ૪૯.

### દત્તની પાસે જા.

દત્ત ગુરૂ બોલાવેરે, જા દત્ત પાસે
અવસર આ ફાવેરે, જા દત્ત પાસે. દત ૧
તે તો મુકિતદાતારે, જા દત પાસે,
એ વણુ નહિ શાતારે, જો દત્ત પાસે. દ ત ૨
અઘ બોજો ભારે રે, જા દત પાસે,
નહિ કો ઉતારે રે, જા દત્ત પાસે. દત્ત ૩
તે જીવન દાતા રે, જા દત્ત પાસ,
તે એકજ માતા રે, જા દત્ત પાસે. દત્ત ૪

તે વણુ નહિ ચાલે રે, જા દત્ત પાસે;
અરૂં સુખ તે આલે રે, જા દત્ત પાસ. દત્ત ૫
અરે રાત્રી જો આવે રે, જા દત્ત પાસે;
વળતી નહિ ફાવે રે, જા જા દત્ત પાસે. દત્ત ૬.
દત્ત હમણાં મળશે રે, જા દત્ત પાસે,
તે વણુ ટળવળશે રે, જા દત્ત પાસે. દત્ત ૭.
આ તો અવસર સારો રે, જા દત્ત પાસે,
કર પ્રભુને તારો રે, જા દત્ત પાસે. દત્ત ૮
પછી જાશે તે છેટે રે, જા દત્ત પાસે,
નહિ તુજને ભેટ રે, જા દત્ત પાસે. દત્ત ૯
સુણી ગુરૂની વાત રે, જા દત્ત પાસે,
જોને બોલાવે નાથરે, જા દત્ત પાસે. દત્ત ૧૦

